૨૪૯૩

# પવિત્ર રહેવા વિશે.

અથવા

પવિત્ર કરણ વિશે.

મુક્તિ ફોજનું મત.

—o:o—




# HOLY LIVING

By the General.

*Price Two Pice.*

# પ્રસ્તાવના.

---

આ નાંહાંનું પુસ્તક ; મુક્તિફોજના કાયદાના પુસ્તકમાંથી કાહાડેલો એક ભાગ છે, તે થોડા વખત થયા અમારા હાફીસરોના હાથમાં આપેલું છે, આ બાહુ જરૂરી મત્યપણા વિશે શાદી ભાષામાં લખેલું છે, એ માટે કે તે અમારા દરએક સીપાઈની હસ્તક સર્વ જગમાં ફેલાઈ જાય.

હમે એવી આંશા રાખતા નથી કે કોઈ ચોપડીથી કે કોઈ ભાષણથી, કોઈ માણસને પ્રભુની વાત સિખવીએ ; પણ જો કોઈ જાણવા ચાહે છે કે પ્રભુ ઈસુ કેમ તારણ કરી સકે છે ; તો તેણે તેની પાસે આવવું જોઈએ ; અને હમે પરમેશ્વરનો બહુ ઉપકાર માનીએ છીએ કે, જો કોઈ તેની પાસે આવશે તો તે તેનો મિત્ર કે મુક્તિદાતા કે શિક્ષક, થવાને લીધે તે થાકાજતો નથી.

શીપાઈઓ આ થોડાં પાનાં, તમને તથા તમારાં છોકરાંઓને કાંઈ વધારે મદદ આપે કે જેથી તમે સેતાની કામોનો નાશ કરો એમ ખ્રીસ્તનું રાજ ખરેખરૂ કાયમ કરો.

વુલિયમ—બુથ

૨૪૯૩

## પવિત્ર રેહેવા વિશે.

અથવા

## પવિત્ર કરણ વિશે.

## મુક્તિ ફોજનું મત્ત.

જનરલ બુથ કૃત.

### પવિત્ર કરણ એટલે શુ. ?

૧ પૂર્ણ પવિત્રકરણ વિશે મુક્તિ ફોજનું મત કેવું છે ?

તેનું મત એવું છે કે આ જીવનમાં માણસ સર્વ પાપથી મુક્ત થઈને દેવનીજ ઈચ્છા પ્રમાણે ચાલવાને સમર્થ થઈ સકે છે.

" આપણે આપણા શત્રુઓના હાથથી છુટકો પામીને નિર્ભયથી આપણા જીવનના શંધા દાહાડા લગી પવિત્રતાએ તથા ન્યાયી પણાએ તેની શેવા કરિએ એવું આપણે સારૂ કરે લુક. ૧—૭૪.

### ૨. પાપ એટલે શુ ?

જે અયોગ્ય આપણે સમજીએ તે ગુપ્ત અથવા પ્રગટ રૂપે કરવું; ને જે યોગ્ય આપણને દિસે તે ન કરવું તેમાં પાપ છે.

" જે ભલું કરી જાણેછે પણ કરતો નથી તેને પાપ લાગેછે" યાકુબ. ૪—૧૭.

" નિયમ ભંગ એજ પાપ છે " ૧ યોહાન. ૩—૪

" સર્વે અન્યાય પાપ છે " ૧ યોહાન. ૫–૧૭.

૩. ક્રિયા કે તેના નિયમને કે એ બનેને પાપ કેહેવુ વારૂ?

જેમ વૃક્ષના મૂળને તથા ફૂલને પણ એકજ નામ દેવાય છે તેજ પ્રમાણે ક્રિયા એ પાપનું ફળ અને તે પાપિષ્ટ ક્રિયાનો નિયમ એ પાપ રૂપ વૃક્ષનું મૂળ એમ સમજવું.

૪. સંશય યુકત કર્મ એટલે શું?

જે યોગ્ય કે અયોગ્ય વિશે જેને પોતામાં સંશય હોય તેને સંશય યુકત કર્મો કેહેવાય.

૫. તે કામો પાપયુકત છે શું ?

હા; શાસ્ત્ર તેને એવું માનેછે.

" જે સંશય રાખે છે તે દોષી ઠરેછે." રોમા. ૧૪–૨૩,

" પોતાને જે સારૂ લાગેછે, તે સંબંધી પોતાને અપરાધી જે નથી ઠરાવતો તે ધન્ય છે " રોમી. ૧૪–૨૨.

૬. પવિત્ર કરણ એટલે શું ?

આત્મા પાપથી મુકત થઈને તેના સર્વસ્વથી પ્રભુની ઈચ્છાને માટે તથા તેની શેવાને માટે આરપાઈ જવું તેને પવિત્ર કરણ કેહેછે.

" કેમકે પ્રભુએ પોતાને સારૂ પવિત્રને નેમ્યો એમ જાણો." ગીત. ૪–૩.

" એ માટે પ્રભુ કેહેછે કે તમે તેઓમાંથી નીકલી આવો, ને જુદા થાઓ, ને મલીનને અડકોમાં, ને હું તમને અંગીકાર કરીશ." ૨ કરિંથી. ૬–૧૭.

૭. પવિત્ર કરણ પૂર્ણ કે અપૂર્ણ થઈ સકે શુ ?

હા ; ઘણું કરીને સર્વ માણસમાં પ્રથમ બદલાણ થયા પર જલદી પવિત્રકરણનો કાંઈ ભાગ થાયછે, અને તેનું પૂર્ણ તારણ થયું એટલે તે તેનામાં પૂર્ણ પણે વાસ કરેછે.

" તમે બહુ સાવધાન થાઓ રખે કોઈ દેવની કૃપા પામવામાં ઓછો થાએ રખે કોઈ કડવાસ રૂપી જડ ઉગવાથી તમને તસદી દેજેથી બહુલોક અપવિત્ર થાએ ગ્રહેબ્રી. ૧૨–૧૫.

૮. અપૂર્ણ થયેલું પવિત્રકરણ શાને કેહેવું વારૂ?

પાપની સત્તાથી મુકત થવું. પણ હજી અંતઃકરણમાં પાપ રેહેવા દેવું ; તેને અપૂર્ણ થએલું પવિત્રકરણ કેહેવું ; એટલે પાપ માંહે છતાં રાજ્ય કરી સકે નહી એટલુંજ.

" અને ભાઈઓ જેમ આત્મિકોને તેમ તમને હું બોલી ન

સકયો, પણ જેમ દૈહિકોને એટલે ખ્રીસ્તમાં બાંલકોને." ૧ કરિંથી. ૩–૧.

૯. બદલાણ થયા પેહેલાંની અને હમણાંની સ્થિતીમા શો ભેદ છે વારૂ?

બદલાણ થયા પેહેલાં માણસ છે. ક પાપની સત્તા તથા અધિકાર નીચે છે. તે ખોટું છે એવું તેને માલુંમ પડે તોપણ શું? કારણ કે તે પાપની સતા નીચે છતા, તેની આજ્ઞામાં તેને રેહેવું પડેછે. ઉદાહરણ કે માણસ ગમે તેટલો સુનિશ્ચય કરે તોપણ જુઓ તરત તે તોડેછે. જો ખરૂ બદલાણ થએલા માણસને પાપ ઉપર સતા હોય તોપણ તેનાથી પાપ કર્યાંવિનાં રેહેવાતુ નથી કારણ કે, તેનામાં પાપનું મૂળ હજી રેહેલું છે.

" પણ હું દૈહિક અને પાપના હાથમાં વેચાયલો છું, કેમકે હું જે કરૂછું, તેમાં સમત આપતો નથી કારણ કે જે ઈચ્છું છું તે હું કરતો નથી પણ જે દ્વેશુ છું." તે કરૂ છુ રોમી. ૭–૧૪.

" પાપ તમારા પરધણી પણું કરનાર નથી, કેમકે તમે નિયમની તલે નથી, પણ કૃપાની તલે છો" રોમી. ૬–૧૪.

૧૦. ભરપૂર અથવા પૂર્ણ પવિત્ર કરણ શાને કેહેવું વારૂ?

પૂર્ણ પવિત્ર કરણમાં પૂર્ણ મુકતતા છે, આત્મામાંથી પાપનો સમૂળ નાશ થએલો છતાં; તેની સર્વ શકિત, બુધ્ધિ, સંપતિ, પ્રેરણા પ્રભુની શેવામાં અથવા ગૌરવ કરવામાં અર્પણ કરેલુ હોય તે.

"હમણાં પાપથી છુટાએલા, અને દેવના દાશ થએલા તમને પવિત્રતાને અર્થે ફળ છે; અને આખરે સર્વ કાળનું જીવન" રોમી. ૬–૨૨.

૧૧. ત્યારે ઉપર કહેલી ત્રણ સ્થિતી મધ્યે માણસનો તથા પાપનો સંબંધ ત્રણ પ્રકારનો કેહેવાય શું ?

હા; એટલે (૧) તે પાપની નીચે છે. "દૈહિક અને પાપના હાથમાં વેચાયલોછું. રોમી. ૭—૧૪.

(૨) તે પાપ ઉપર છે "પાપ તમારા પરધણી પણું કરનાર નથી" રોમી. ૬—૧૪.

(૩) તે પાપ રહિત છે. પાપથી છુટા છે." રોમી. ૬—૭.

૧૨. તેનો વધારે ખુલાસો કરો જોઈએ વારૂ ?

એટલે. (૧) બદલાણ થઆ પેહેલાં માણસ પાપ નીચે છે.

(૨) ન્યાયી કૃત અવસ્થામાં તે પાપ ઉપર છે.

(૩) ને પૂર્ણ પવિત્ર કરણ પ્રાપ્ત થઆ પરતે પાપ રહિત હોયછે

૧૩. પાપ રહિત પૂર્ણતાનો જે સિદ્ધાંત છે તે મુક્તિ ફોજ શિખવે છે શું ?

છેક નહીં.

૧૪. પાપ રહિત પૂર્ણતા એટલે શું ?

પાપમાં પડવા પેહેલાંની આદમની જે સ્થિતી હતી તે. જેથી તે પૂર્ણ પ્રાણીછતાં દેવના પૂર્ણ નિયમનું પાલન કરવાને સમર્થ એવો જે કરેલો હતો તે.

૧૫. આ જીવનમાં પાપરહિત પૂર્ણતા પ્રાપ્ત થઈ સકે શું ?

ના ; પૂર્ણ પ્રાણી પૂર્ણ નિયમ પૂર્ણ પણે પાલી સકે નહીં ; ને માણસ મનથી તથા શરીરથી અપૂર્ણ છતાં પ્રભુનો પૂર્ણ નિયમ પૂર્ણ પણે પાલવામાં સમર્થ નથી.

૧૬. જે નિયમ પાલવાને અસક્ય હોય એમ દેવના જાંણ્યા છતાં ; તે પાલવો જોઈએ એમ શુ પ્રભુ કેહેછે શું ?

ના ; જે અસક્ય છે તે અમને કરવાનું કહીને ; તે નકરચાં બદ્દલ દયાળું પ્રભુ અમને દોષી ઠરાવશે એવી કલ્પના આપણે કરવી નહી.

" આપણે તેની આજ્ઞાઓ પાળીએ ; અને તેની આજ્ઞાઓ ભારે નથી " ૧ યોહાન. ૫—૩ રોમી. ૧૨—૧.

૧૭. ત્યારે જે જે નિયમ આપણને પાલવાને કેહે છે તે કેહેવા કેવા છે વારૂ?

ઈસુખ્રીસ્તે જે પ્રીતીનો નિયમ કહ્યો છે તે " તું પોતાના પ્રભુ દેવપર પોતાના સર્વ અંતઃકરણથી; પ્રીતી કર ઈત્યાદિ. અથવા પોતાના જ્ઞાન પ્રમાણે તથા શક્તિ પ્રમાણે પરમેશ્વર પર પ્રીતી કર; તથા તેની શેવા કર ; એટલે તે સંતુષ્ટ થશે.

" પ્રભુ જે તારો દેવ તે પર તું તારા સર્વ હૃદયથી, ને તારા સર્વ જીવથી, મનથી પ્રીતી કર ; માત્થી. ૨૨—૩૭.

" મને સત્ય જણાય છે કે દેવ પક્ષપાતી નથી. પણ હરેક દેશમાં જે કોઈ તેથી બીહે છે, ને ન્યાય પણું કેરે છે, તે તેને માન્ય છે." પ્રેરિત. ૧૦–૩૪—૩૫.

૧૮. જ્યારે આપણે પવિત્રકરણ વિશે, કિંવા પવિત્ર કરેલા થઈ જવા વિશે બોલીએ છીએ ; ત્યારે આપણા મનમાં પૂર્ણ પવિત્ર કરણ છે શું?

હા ; તેનેજ પૂર્ણ પ્રીતી, પવિત્રતા, આશિર્વાદ, પૂર્ણ મુક્તિ,

સ્વરછ. અંતઃકરણ વિગરે એવી બીજી પણ સંજ્ઞાઓ છે.

૧૯. જેને તમે પૂર્ણ તારણ કિંવા પૂર્ણ પવિત્ર કરણ કોહોછો; તે પ્રાપ્ત થયાપર માણસ મોહથી, પરિક્ષાથી છુટે છે શું?

ના; આદમ તથા હવા; ને ખ્રીસ્તની પણ પરિક્ષા થઈ; તોપણ તે પવિત્ર હતાં ને જેમ માણસ અધિક પવિત્ર થવા લાગેછે; તેટલો અધિક શેતાન તેને પાડવાને તાકેછે. પવિત્ર પણાએ પરિક્ષાથી છુટાય એમ નથી; પરંતુ પરિક્ષામાં જય મેલવે છે. "જે માણસ પરિક્ષામાં ધીરજથી ટકેછે તે ધન્યછે; કેમકે પરિક્ષામાં ટકીગઆપર જીવનનો જે મુગટ પ્રભુએ પોતાનાપર પ્રેમ કરનારાઓને આપવા વચન કીધુંછે; તે તે પાંમશે." યાકુબ. ૧—૫.

૨૦. પવિત્ર કરણ થયુ એટલે ન્યાયમાં પણ કાંઈ ચુકો થાય નહીં શું?

એવી વાત નથી એમ હોયતો પછી આપણે પોતાને અચુક બનાવીએ છીએ. તથાપિ પવિત્ર કૃત આત્માને એવું વચન છે કે પવિત્ર આત્મા તમને ચલાવશે; ને આતેની સમક્ષ આવેછે પણ ખરે; પોતાના સર્વ માર્ગમાં તે તેને સંભાલે છે. ને તે તેને માર્ગ બતાવેછે.

" સંબોધક જે પવિત્ર આત્મા, જેને બાપ મારા નામથી મોકલી દેશે, તે તમને બધાં શિખવશે, ને મેં જે સર્વ તમને કહ્યાં તે બધાં તમને સંભરાવશે" યોહાન. ૧૪—૨૬.

૨૧. પવિત્ર પણાથી માણસના દૈહિક તથા આત્મિક વિકારો નહી સરખા થાયછે શું ?

ના ; પરંતુ જે દુઃખ તથા જે વિકાર ભકતોને લાગેછે તેથી તેની પવિત્રતામાં વૃધ્ધિ થાયછે. તથા છુટકા કરતાં વિશ્વાસની ચઢતી કળા થાય છે.

" વિશ્વાસની પ્રાર્થના રોગીને બચાવશે, ને પ્રભુ તેને ઊઠાડશે ; અને જો તેણે પાપ કિધાં હશે તો તે તેને માફ કર શે " યાકોબ. ૫—૧૫.

૨૨. પવિત્ર કરણ થયા પછી કૃપાથી પાછો પડવાને શુ અસકય છે ?

ના ; એમ નહીં શેતાન આકાશમાંથી પતન થઓ ; ને મહાઆ એદન બાગમાંથી બાહાર કાહાડી મુકાયો, ને જેમ તેઓ પૂર્ણ હતા તેમ આપણે આ જીવનમાં પૂર્ણ થવાના નથી ; ને જેથી પતન થવું અસકય છે ; એવી કોઈ પણ કૃપાની અવસ્થા આ

જીવનમાં પ્રાપ્ત થાય એવું કાંઈ પણ શાસ્ત્રમાંથી મલતું નથી
" જે પોતાને સ્થિર દિસેછે તે ન પડે, માટે સંભાળવું "
૧ કરિંથી. ૧૦—૧૨.
" જે હું તમને કહુંછું તે સર્વને કહુંછું; કે જાગતા રેહો "
માર્ક. ૧૨—૩૭.

૨૩. પવિત્ર કરણ થયું એટલે આ જીવનમાં પછી કૃપામાં વધવાનું માણસને અસક્ય છે ?

એમ નહીં; પવિત્ર કરણ એટલે અંતઃકરણ સ્વચ્છ થવું તથા અંતઃકરણમાં ઉત્પન્ન થનારાં પાપો ગર્વ, અવિશ્વાસ આદિ કરીને નીકલી ગયા; એટલે કૃપામાં આપણી વૃદ્ધિ અધિક ગોઠવણથી તથા સ્થિરતાથી ચાલેછે. જેમ બાગનું નીંદામણ ઊપાડી નાખીએ તેમ વૃક્ષને અધિક બલ આવે ને તેથી તે ખુબ વધે તથા ફળ ફુપ થાયછે તેમ.

પવિત્ર કરણ થઈ સકે કે નહીં?

૧ પવિત્ર કરણ વિશે જ બીજા ખ્રસ્તી લોકોનો અનુંભવ અમરાથી ભિન્નછે, તેમાંની કોઈ કોઈ વાત તેઓનાકબુલ કરેછે કોઈ કોઈ એવું કેહેછે કે ખચિત અમારાથી આ જીવનમાં

પવિત્ર થવાયજ નહીં; એમે પાપમાં પડિએ ને મરતાં સુધી પશ્ચાતાપ કરતાં જવું જોઈએ; એટલે આકાશમાં જવા પેહેલાં માત્ર આપણે પવિત્ર થવું જોઈએ એટલુંજ કબુલ કરેછે.

૨. પવિત્ર પણું આ જીવનમાં પણ પ્રાપ્ત થાયછે તે કેમ શિદ્ધ કરી આપશો વારૂ?

મારૂ પેહેલું પ્રમાણ સંભવતી વાત પરથી છે. પ્રભુએ માણસના પાપથી તત્કાલ તથા પૂર્ણ છુટકો થવાની તજવીજ કીધી. તે સંભવિત વાત દેખાય છે. જ્યારે કોઈના છોકરાના અંગમાં ઝેરનો પ્રવેશ થયો હોય ત્યારે તેનો બાપ તે ઝેરનો કાંઈ ભાગ નહીં પણ તે સર્વ ઝેર કહાડવાનો તત્કાલ તથા ખરો ઊપાય કરે એમ આપણને સેહેજ માલુંમ પડેછે. એજ પ્રમાણે આપણા આત્મામાંથી એ ઘાતક પાપનું ઝેર સમુલગું કાઢી નાખવા સારૂ પ્રભુ સર્વ ઊપાય કરે એ ઘણી સંભવિત વાત દિસેછે.

૩. પરંતુ એ પર શું કોઈ એવું ના પૂછે કે ત્યારે પ્રભુ પોતાના ભકતનાં સર્વ દુખો કેમ દુર ના કરે વારૂ?

હા; પણ તે વાત અલાયદી છે; કારણ કે દુઃખથી સદૈવ માણસની હાનીજ થાયછે એમ નથી. પણ ઊલટુ વારંવાર

જે પ્રભુપર પ્રીતી કરે છે તેને દુઃખ કલ્યાણ કારક થાયછે પંરતુ પાપ ભુંડું છે ને સર્વદા ભુંડુંજ રેહેવાનું છે તે પ્રભુને કંટાલો ઊપજાવનાર છે; ને જેમાં તે રેહે છે. તેનાપર તે શ્રાપજ લાવેછે.

૪. માણસને આ જીવનમાં સર્વ પાપથી મુકત કરવાને પ્રભુ ઈચ્છે છે તે બીજા ક્રિયા પ્રમાણથી શિદ્ધ કરી આપશો?

નીચે આપેલાં શાસ્ત્રનાં વચનો પરથી; તેમાં આ સ્થિતીનું વર્ણન નિરનિરાલા ઊપાયથી કરેલું છે, ને તે સ્થિતી ભકતોને પ્રાપ્ત થાય છે એમ બતાવેલું છે.

(૧) સ્વચ્છ અંતઃકરણ—પાપથી ધોએલું. "હે દેવ મારામાં ચોખુ હૃદય ઊત્પન્ન કર; ને મારામાં નવો આત્મા સ્થાપન કર" ગીત, ૫૧—૧૦.

"હું તમારા પર નીર્મળ પાણી છાંટીશ; ને તમે તમાર સર્વ વટાલથી શુધ્ધ થશો." હજકીયલ. ૩૬—૨૫.

"આજ્ઞાનો પરિણામ તો શુધ્ધ હૃદયથી તથા સારા અંતઃકરણથી, તથા ઢોગ રહિત વિશ્વાસથી પ્રીતી." ૧ તમોથી. —૧૫.

(૨) મૂર્તિપૂજાથી શુધ્ધ કરેલું હૃદય.

" હું તમને તમારા સર્વ વટાલથી તથા તમારી સર્વ મૂર્તિઓથી શુદ્ધ કરિશ." હિજકીયલ. ૩૬—૨૫.

(૩) ભુંડાઈથી છેક અલગ કરેલા તથા પ્રભુને અર્પણ કરેલા થવા વિશે.

" શાતિંનો પ્રભુ પોતે તમને પૂરા પવિત્ર કરો અને તમારા આખા આત્મા તથા જીવ તથા સરીરનું રક્ષણ હોજો. એવું કે આપણા સ્વામી ઈસુ ખ્રીસ્તની સમક્ષતામાં નિર્દોષ હોએ." ૧ થેસાલોની કીઓ. ૫—૨૩.

(૪) એવી નીર્દોષ વર્તણુક રાખીવી કે પરમેશ્વરને પણ તેમાં ; કાંઈ દોષી ઠરાવવાનું મલે નહીં શુ ?

" એ માટે તમે વાંકી તથા અડિએલ પેહેઢીમાં નિર્ખોડ તથા પ્રભુના નીષ્કલંક પુત્રો થાવો-તેઓમાં તમે જીવનની વાત પકડી રાખીને જોતોના જેવા પ્રકાશ કરોછો.,, ફિલિપી. ૨—૧૫

" તે તમને આપણા સ્વામી ઈસુખ્રીસ્તના દીવસમાં નિર્દોષ થવાને અંતસુધી દૃઢ કરેશે.,, ૧ કરિંથી. ૧–૮.

(૫) તે આપણને કબુલ કરે તથા કોંમમાં લાવે માટે આપણે સર્વસ્વ પરમેશ્વરને અર્પાયલા થવાં જોંઈએ. ?

" માટે ઓ ભાઈઓ, પ્રભુની દયાને લીધે, તમારી વિનંતી કરૂછું કે તમો પોતાના શરીરનું જીવતું તથા પવિત્ર અર્પણ કરો, એ તમારી આત્મિક સેવા છે. " રોમી. ૧૨—૧.

(૬) નિયમ પુરો કરવા વિશે.

" પ્રેમથી પડોસીનું કાંઈ ભુંડું કરાતું નથી- તેથી પ્રેમ નિયમ શાસ્ત્રની સંપુર્ણતા છે. રોમી. ૧૩—૧૦

(૭) પુર્ણ થવા વિશે. ( ખ્રીસ્તીમાં પુર્ણતા છે. )

" એ માટે આકાશમાંનો તમારો બાપ જેવો પુર્ણ છે તેવા તમે પુર્ણ થાઓ ,, માત્થી. ૫-૪૮. એટલે જેમ આકાશમાંનો આપણો બાપ પોતાના માપા પ્રમાણે દયાના તથા કૃપાના કામમાં પુર્ણ છે ; તેમજ આપણી શક્તિના માપા પ્રમાણે આપણે પણ થવા જોઈએ કે તેની સમક્ષ આપણે પણ પુર્ણ ગણાઈએ.

" એ માટે કે પ્રભુનો માણસ સિદ્ધ તથા સર્વ સારા કામને સારૂ તઈઆર થાએ. " ૨ તિમોથી. ૩-૧૭.

" કેમકે તમે તથા પરમેશ્વર પણ સાક્ષી છો, કે કેવા પવિત્ર

તથા ન્યાયથી તથા નિર્દોષ હુંને તમ વિશ્વાસીઓની થયા.”
૧ થેસ્સાલોનીક. ૨—૧૦

“સદા પ્રાર્થનાઓમાં તમારેવાસ્તે શ્રમ કરે છે, કે પરમેશ્વરની સર્વ ઇચ્છાઓમાં તમે સંપુર્ણ તથા ભરપુર રહો.” કોલાસી ૪-૧૨

(૮) પ્રભુનું આનું મરણપુર્ણ પાળે કરવા વિશે.

યહોસવા તથા કાલેબે તે કીધું તથા તેઓ કનાન દેશમાં ગયા.

“પણ મારો સેવક કાલેબ તેને જુદો આત્મા હતો, ને તે મારા માર્ગમાં સંપુર્ણ હતો તેમાટે જે દેશમાં તે ગયો તેમાં હું તેને લાવિશ, ને તેનું બીજ તેનું વતન પામશે.” ગણના ૧૪-૨૪

(૯) પાપ સંબંધી મરેલું—જુનું માણસપણું થઇને જડવું (મુતકરેલું) તથા પાપથી છુટકો પામીને પ્રભુને સારૂ જીવવા વિશે.

“હું ખ્રીસ્તની સાથે વધસ્તંભે જડાયો છું, પરંતુ હું જીવું છું. તો પણ હું નહીં પણ મારામાં ખ્રીસ્ત જીવે છે ને હવે દેહમાં જે મારૂ જીવવું છે તે પરમેશ્વરના પુત્ર પરના વિશ્વાસથી છે; તેણે મારાપર પ્રેમ કીધો, ને મારે બદલે પોતાને આપ્યો.” ગલાતી ૨—૨૦

" અમે જાણીએ છીએ કે આપણું જુનું માણસપણું તેના સાથે એ માટે જડાયું કે, પાપના શરીરનો નાશ થાએ; એટલે હવે પછી આપણે પાપની શેવા ન કરીએ કેમકે જે મુઓ છે તે ન્યાયી ઠરીને પાપથી છુટ્યો છે." રોમી ૬—૬;,

(૧૦) છેક સારા થવા જોઈએ તે વિશે.

" વૃક્ષ સારૂં તો તેનું ફળ સારૂં ગણો; અથવા વૃક્ષ નઠારૂં તો તેનું ફલ નઠારૂ ગણો; કાં જે વૃક્ષ તેના ફળથી ઓલખાય છે " માત્થી. ૧૨---૩૩

કેમકે આ અમારું અભીમાન છે કે, હમારી પ્રેરક બુદ્ધિનું સાક્ષ છે કે હમે દેવરૂપી ભોલાપણા. તથા સુદ્ધ મનથી. દેહિક જ્ઞાનથી નહીં, પણ પરમેશ્વરની કૃપાથી જગતમાં ને વિષેશે તમારી પાસે વ્યવહાર કીધો " ૨ કરિંથી. ૧—૧૨

" હું એવો યત્ન કરૂં છું કે પ્રભુની તથા માણસોની ગમ હું સદા નિર્દોષી અંતઃકરણ રાખું." પ્રેરિત ૨૪—૧૬

" પણ એમ નથાએ કે આપણા સ્વામી ઈસુખ્રીસ્તના વધસ્થંભ શિવાય હું કાંઈ બીજામાં અભિમાન કરૂં, તેથી મારા સંબંધી જગત વધસ્થંભે દીધેલુ છે ને જગત સંબંધી હું" ગલાતી.

(૧૧) આત્માથી ભરેલા તથા શેવાને માટે પૂર્ણ તઈઆર કરેલા વિશે.

ભાઈઓ મારો નમુનો પકડો, ને હમે તમને નમુના છીએ— કેમકે. આપણું પ્રજાપણું આકાશમાં છે, તેથી આપણે ત્રાતા એટલે સ્વામી ઈસુ ખ્રીસ્તની રાહા જોઈએ છીએ." ફિલિપી. ૩–૧૭; ૨૦

" પણ જેમ લખ્યું છે કે, આંખે જે જોઈ નથી ને કાને જે સાંભલી નથી, ને માણસોના હૃદયમાં જે પેઠી નથી; દેવે પોતાના પ્રેમ કરનારાઓને સારૂ જે શિધ્ધ કરી છે તે વસ્તુઓ દેવે પોતાના આત્માથી આપણને પ્રગટ કરી છે ; કેમકે આત્મા સર્વ ને દેવની ઊંડી વસ્તુઓને પણ શોધે છે . "

૧ કરિંથી. ૨–૯; ૧૦

ખ્રીસ્તની પ્રીતિ જે જ્ઞાન કરતાં અધિક છે તેની ચોડાઈ તથા લંબાઈ, તથા ઉંડાઈ, તથા ઉંચાઈ કેવાં તે તમે જાણો એફેસ્ત. ૩–૧૮

(૧૨) ધનવાન પરમેશ્વરના સ્વભાવની પ્રતિમાં પ્રમાણે થવા વિશે.

" એથી આપણામાં પ્રીતી સંપૂર્ણ થઈ છે, કે ન્યાય કાલે આપણને નિર્ભયતા થાએ, કાં જે જેવો તે છે, તેવા આપણે આ જગતમાં છીએ " ૧ યોહાન. ૪–૧૭

## પવિત્ર કરણ પ્રાપ્ત થઈ સકે છે તે વિશે.

૧. વલી બીજા ક્રિયા ઉપાયથી માલુમ પડે છે કે, આ જીવનમાં પવિત્રતા પ્રાપ્ત થાય છે, તે વિશે શાસ્ત્ર શુ શિખાવે છે વારૂ?

જેઓ પવિત્રતા માંગે તેઓને તે મલવાવિશે શાસ્ત્રમાં જે વચનો છે તે નીચે પ્રમાણે.

" જો આપણે આપણાં પાપ કબુલ કરીએ, તો આપણાં પાપ માફ કરવા તથા આપણને સર્વ અન્યાયથી શુધારવાને તે વિશ્વાસુ તથા ન્યાયી છે " ૧ યોહાન. ૧–૯

" જે સર્વ કાલની સ્થાપના સંબંધીના રકતથી ગેટાના મોટા રખેવાલ આપણા પ્રભુ ઈસુને મરીગયેલાઓમાંથી પાછો લાવ્યો તે તમને હરેક સારાં કામને સારૂ એવા પૂરા કરે કે તમે તેની ઈચ્છા પાલો, ને તેની દૃષ્ટિમાં જે સંતોષકારક છે તે તમારામાં

ઈશુ ખ્રીસ્તને લીધે તે કરે ; તેને સદા સર્વકાલ ગૌરવ થાઓ ; આમેન " હેબ્રી. ૧૩–૨૦;૨૧

" એ માટે વાહાલાઓ આપણને એવાં વચન છતાં આપણે પોતાને દેહના તથા આત્માના સર્વ મલીનતાથી સ્વચ્છ કરીને, દેવનાં ભયમાં પવિત્રતાને સંપૂર્ણ કરીએ." ૨ કરિંથી. ૭–૧

૨. આ પવિત્રતા પ્રાપ્ત થઈ સકે છે એવું બીજા કોઈ ઉપાયથી શુ શાસ્ત્ર શિખાવે છે ?

હા ; શાસ્ત્ર દેવના લોકોને પવિત્ર થવાને આજ્ઞા આપે છે.

" જેણે તમને તેડ્યા છે. તે જેવો પવિત્ર છે, તેવા તમે પણ સર્વ ચાલમાં પવિત્ર થાઓ. કેમકે એમ લખ્યું છે કે " હું પવિત્ર છું માટે તમે પણ પવિત્ર થાઓ" ૧ પિતર. ૧-૧૫;૧૬

" મારાં છોકરાં તમે પાપ ન કરો, માટે હું તમને એવું લખું છું ૧ યોહાન. ૨–૧

" તમારે પ્રથમ વ્યવહાર પ્રમાણે, જુનું માણસ પણું જે કપટના વિષયો પ્રમાંણે પતિત છે તે ઉતારવું—ને નવું માણસપણું જે ન્યાયી પણાના તથા સત્યની શુધ્ધતામાં સૃજાયેલું તે પેહેરવું " એફેશી. ૪–૨૨:૨૪

" કેમકે જે મુઓ એટલે એકવાર પાપ સંબંધી મુઓ; પણ તે જીવે છે એટલે દેહ સંબંધી જીવે છે, તેમ તમે પોતે પણ પાપ સંબંધી મુઆ ખરા, પણ આપણા સ્વામી ઈસુ ખ્રીસ્તને આશ્રે દેવ સંબંધી જીવતા છો એવું ગણો " રોમી. ૬–૧૦;૧૧

૩. માણસ પૂર્ણ પવિત્ર થઈ શકે તે વિષે શાસ્ત્રમાં બીજા કાંઈ માર્ગ બતાવ્યા છે શુ ?

ખ્રીસ્ત તથા પવિત્ર આત્માથી પ્રેરણા પામેલા શાસ્ત્ર લેખક ભક્તો એવી પ્રવિત્રતા થવા માટે પ્રાર્થના કરતાં હતા કે પવિત્ર લોકો એમ પવિત્ર થાએ.

" તૂં પોતાના સત્યથી તેઓને પવિત્ર કર ; તારી વાત સત્ય છે " યોહાન. ૧૭—૧૭

૪. પૂર્ણ પવિત્ર કરણ થવું જોઈએ માટે શાસ્ત્રમાં બીજી કોઈ જગ્યાયે કાંઈ કહેલું છે વારૂ ?

શાસ્ત્રમાં એવું લખ્યું છે કે લોકોને પોતાના પાપોમાંથી તારવા એજ ખ્રીસ્તના આંયુષ્યનો તથાં મરણ પામવાનો મુખ્ય હેતુ હતો.

" તૂ તેનું નામ ઈશુ (એટલે તારનાર) પાડશે; કેમકે તે પોતાના લોકોને તેઓના પાપથી તારશે " માત્થી. ૧–૨૧

" તેણે આપણે બદલે પોતાને આપ્યો, એ સારૂ કે સર્વ અન્યાયથી તે આપણો બદલો ભરી છોડાવીલે; તથા પોતાને સારૂ શ્રેષ્ઠ તથા સર્વ સારા કામના આસ્થિત લોકને શુદ્ધ કરે" તીતસ. ૨-૧૪

" તો ખ્રીસ્ત જેણે અનાદ્ય આત્માથી પોતાને દોષ વગર દેવને અર્પણ કીધો તેનું રક્ત કેટલું વતુ તમારા હૃદયને જીવતા દેવને ભજવા સારૂ નિર્જીવ કામોથી શુદ્ધ કરશે" હેબ્રી. ૯-૧૪

" દેવનો સુત એ સારૂ પ્રગટ કરાયો કે તે સેતાનના કામોનો નાશ કરે" ૧ યોહાન. ૩-૮

" જેમ ખ્રીસ્તે મંડળિની પ્રીતી કીધી, ને તેને બદલે પોતાનો પ્રાણ આપ્યો એ સારૂ કે, વાતથી પાણીને સ્નાને શુદ્ધ કરીને, તે તેને પવિત્ર કરે, એ સારૂ કે તેને પોતાની પાસે તેજસ્વી રાખે, એટલે જેને ડાગ કે કડચલી કે એવું કાંઈ ન હોય એવી મંડળિ પણ તે પવિત્ર તથા નિર્દોષ હોય" એફેશી. ૫-૨૫ થી ૨૭ સુધી

૫. દેવના લોક આ જીવનમાં અંતઃકરણમાં શુદ્ધ થઈ સકે છે તે વિશે બીજું કાંઈ પ્રમાણ આપી સકો છો શુ?

હા; દેવના ભક્તોનાં અનુંભવ પરથી તે શિદ્ધ થાય છે.

૬. જેઓને આવો અનુંભવ પ્રાપ્ત થયો હોય તેઓનાં

ઉદાહરણ શાસ્ત્રમાંથી તમે બતાવી સકો છો શુ ? —

હા ; હનોખ, મુશા, યોબ, અને એવા બીજા ઘણા છે, પણ હું કેવલ પાઉલનુંજ ઉદાહરણ આપું છું ને તેનો અનુભવ તેનાજ શબ્દોથી કહું છું:

"કેમકે મારે જીવવું તે ખ્રીસ્તને મરવું તે લાભ છે ; ફિલિપી૧-૨૧

" જેમ હું ખ્રીસ્તના નમુનાં પ્રમાણે ચાલુ છું ; તેમ તમે મારા નમુના પ્રમાણે ચાલો " ૧ કિરંથી. ૧૧–૧ " ને તેનામાં ભલું નિયમથી મારૂં જે ન્યાય પણું; તે નહીં પણ ખ્રીસ્તના વિશ્વાસને આશ્રે, દેવથી જે ન્આય પણુ વિશ્વાસપર છે, તે મારૂં થાય " ફિલિપી. ૩–૯ " કેમકે તમે તથા દેવ પણ સાક્ષ છો કે કેવા પવિત્ર તથા યથાન્યાય તથા નિર્દોષ હમે તમ વિશ્વાસીઓને થયા " ૧ થેસાલોનીકિ. ૨–૧૦ " કેમકે હું અર્પણ કરાઉ છું ને મારે નિકલવાનો સમય પાસે આવ્યો છે ને હું યુધ્ધ કરી ચુક્યો છું ; મેં મારી દોડપૂરી કીધી છે ને વિશ્વાસ રાખ્યો છે, ને હવેથી મારે સારૂ ન્યાય પણાનો મુગટ મેલવેલો છે, તે નીતિ-વાન ન્યાયાધિશ તેદહાડે તેમને દેશે; ને કેવલ મને નહીં પણ એના પ્રગટ થઆનો પ્રેમ રાખનારાઓને દેશે." ૨ તીમોથી. ૪-૬ થી ૮

૭. આ અનુભવ પ્રાપ્ત થવાને સકય છે, માટે તેને શિધ્ધ કરવાના બીજાં કાંઈ પ્રમાણો છે ?

હા ; છે જે વખતે ખ્રીસ્તી ભકતો પ્રભુની સાનિધ્ધ વત્તા અનુંભવમાં આવેં તેજ વખતે પોંતાના શરીર દેવને જીવંત તથા તેને ગમતું અર્પણ આપવું જોઈએ, માટે પવિત્ર આત્માની વિષેશ પ્રેરણા પણ અનુંભવમા આવે છે એવું અમોને માહિત છે.

## પવિત્ર કરણની શરતો.

૧ પૂર્ણ પવિત્ર કરણની કેવી કેવી શરતો છે વારૂ ?

ખાતરી—પરિત્યાગ—સ્વાર્પણ—તથા વિશ્વાસ.

૨ પેહેલી શરતનું સ્પષ્ટિકરણ કરો ?

આ આશિર્વાદ પ્રાપ્ત થવાને ખાતરી થવી જોઈએ એટલે પોતાને પવિત્ર થવાની અગત્ય છેં એમ માણસને નકી જાણવાની જરૂર છે. પોતામાં પાપનો કાંઈ અંશ રહેલો છે તો તે કેટલો તિરસ્કાર યોગ્ય છે, ને તેથી દેવં છોડાવવા ચાહે છે, તે સમજવું જોઈએ, ને અંતઃકરણ પૂર્વક માગ્યાથી એટલે જે આશિર્વાદ તેને જોઈએ તે તેને પ્રાપ્ત થયાથી તેનો ઉપભોગ તે કરશે

એવી ખાતર જમાં થયા શિવાય કોઈ પણ તેને સારૂ અંતઃકરણ પૂર્વક માગનાર નહીં.

૩. પવિત્ર કરણની બીજી શરત કેવી છે. ?

પરિત્યાગ અથવા જે પાપ માલુંમ છે, તથા પાપ છે એવો જે સંશય છે, તે સર્વ ત્યાગ કરવું. જે અયોગ્ય છે એટલે જે માહિત છે અથવા યોગ્ય નથી એવી બીક રાખવાનું સબલ કારણ છે, તો તેવું સર્વ છોડીને સર્વદા તેથી દૂર રેહેવાની જરૂર અવશ્ય છે.

૪. આ આસિર્વાદ પ્રાપ્ત કરવા ઈચ્છનારાઓએ બીડી પીનારા કિંવા મદ્યપી હોય તો તમે તેને પોતાની બીડી કિંવા પ્યાલું છોડી દેવાનું કેહેશો શું. ?

હા ; હું કહિશ ; કારણ કે આ વખતે વિષેશે કરીને મૂક્તિ ફોજમાં બીડી પીવી કિંવા દારૂ પીવો એ વ્યર્થ ખરચનું દુઃખદાયક તથા મલીન પણું છે, એવું જેને લાગતું ન હોય એવો કોઈ પણ નહીં હોય ; ને જો તેની એવી સમજ હોય, અથવા આ વ્યસનની યોગ્યતા વિષય સંશય માત્ર તેને હોય તો તે છોડી દેવું એ તેને ઘટાર્થ છે, કારણ કે જે સંશય ધરે છે તે દોશી છે.

૫. આ વ્યસનો અયોગ્ય અથવા ખ્રીસ્તના અનુંસારીઓને લંછન લગાડનારાં છે, તે વિશે શાસ્ત્રનાં કાંઈ વાકય તમોને માલુમ છે '. ?

હા ; પુષ્કલ પણ હું ત્રણ કહું છું; પરંતું શાસ્ત્રનો ભાવાર્થ તથા ખ્રીસ્તી ધર્મનું સર્વ ધોરણ આ વ્યસનોને વિરૂદ્ધ છે.

" એ માટે પ્રભુ કહેછે કે તમે તેઓમાંથી નીકલી આવો, ને જુદા થાઓ, ને મલીનને અડકોમાં ને હું તમને કબુલ કરિશ. અને તમારો બાપ થઈશ અને તમે મારાં દિકરા દિકરીઓ થશો એમ ફોજોનો પ્રભુ કેહે છે ૨ કરિંથી.૬–૧૭;૧૮

" જાઓ જાઓ તાંહાંથી નીકલો ; અશુધ્ધ ને અડકશોમાં તેની વચમાંથી નીકલો ; પ્રભુનાં પાત્રોને ઉપાડનારા તમે શુધ્ધ થાઓ " ઈશાયા. ૫૨—૧૧

૬. આ આશિર્વાદ મેલવવા ઈચ્છનારાઓએ ભભકાદાર તથા ચેટદાર પોશાક મુકી દેવાને પણ કબુલ થવું જોઈએ, એવું તમો ધારો છો શુ ?

હા ; જે પ્રભુની સંગાતે ચાલવાને ઈચ્છે છે ; તેણે નિરૂપયોગી ઘણા અલંકાર પેહેરવા કે નહી તે વિશે સંશય ઉત્પન્ન

થવાનો છેક સંભવ છે. અને જે વિશે આપણને સંશય ઉત્પન્ન થાય ; તે ગમે તે વિશે હોય, પોષાક કે કામ ધંધા કે ઘરવ્યવહારમાં કે ગમે તે હોએ તે પ્રભુને અણગમતું છતાં અયોગ્ય છે." એમ છતાં તેનો સ્વીકાર કરવો તે દોષ છે.

૭. ભબકાદાર કે છાનદાર પોષાક બનાવવો તે પ્રભુને માન્ય નથી ; એ વિશે શાસ્ત્રમાં કાંઈ વાકયો છે શુ ?

હા ; પ્રભુ કેહે છે કે શીયોનની દિકરિઓ ગર્વિછે, ને ઉંચી ગરદને ચાલે છે, ને પોતાની આખ મારતી ને ઠમક ચાલથી તેઓ ચાલે છે. ને પોતાના પગોથી છમ છમ કરે છે, તે માટે સ્વામી સીયોનની દિકરીઓના માથાને ટાલ પાડશે; ને પ્રભુ તેમના દોષ પ્રગટ કરાવશે " યશાયા. ૩–૧૬;૧૭

" એમજ પણ કે સ્ત્રીઓ લાજ તથા બુદ્ધિ સહિત ઉચીત વસ્ત્રે પોતાને શીણગારે ; ચોટલાથી કે મોતીઓથી કે મુલવાન વસ્ત્રથી નહીં પણ સારાં કામને આસરે, જે સ્ત્રીઓ ભક્તિને સ્વીકારે છે તેઓને જેમ શોભે છે તેમ " ૧ તમોથી. ૨–૯;૧૦

૮. આપણા ખાવાપીવાના તથા અલંકારના દેખાવપરથી આપણી આશપાશનાઓપર આપણે કેવા પ્રકારની છાપ

પાડીએ છીએ, તેનો વિચાર આપણે કરવો જોઈએ નહીં શુ?

હા ; નિશ્ચય જે ખોટું છે તેનો ત્યાગ કરવો એટલુંજ નહીં, પરંતું જે દેખાવ તથા જે વાત આપણે માટે નિરૂપદ્રવિક હોય ; પણ બીજાને દુઃખદાયક સરખી લાગે એવી હોય તો તે છેક છોડવી જોઈએ, તે વિશે શાસ્ત્રમાં સ્પષ્ટપણે આજ્ઞા કરેલી છે.

" પણ સાવધાન રહો, કે તમારો અધિકાર અબલોને ઠોકરનું કારણ ન થાય—ને તારા અબલભાઈ જેને લીધે ખ્રીસ્ત મુઓ ; શુ તારા વિજ્ઞાનથી તેનો નાશ થશે? એ માટે જો અન્ન મારા ભાઈને ઠોકર ખવડાવે તો હું કદી માસ ન ખાઊ રખે હું મારા ભાઈને અસંતુષ્ટ કરૂં " ૧ કરિંથી. ૮-૯;૧૧;૧૩

" માસ ન ખાહું, દ્રાક્ષારસ ન પીવો અને જે કાંઈ બીજાથી તારો ભાઈ ઠોકર ખાય છે, અથવા ઠોકરાય છે, અથવા નબલો થાય છે તે [ ન કરવું ] એ તને ઘટાર્થ છે " રોમી. ૧૪—૨૧

" એ. માટે તમે ખાઓ કે પીઓ કે જે કાંઈ કરો તો દેવના મહિમાને અર્થે સર્વ કરો " ૧ કરિંથી. ૧૦—૩૧

૯. પૂર્ણ પવિત્ર કરણની ત્રીજી શરત કેહેવી છે?

આપણે પોતાનું તથા જે આપણું હોય તે સર્વનું તત્કાલ તથા વાસ્તવિક અર્પણ કરવું જોઈએ.

૧૦ તેનું સ્પષ્ટિકરણ વધારે કરો જોઈએ ?

હા; આનંદથી કરૂ છું. કારણ કે ધર્મ પાલન સંબંધી સર્વ કરતાં અધિક ચુક આવિશેજ થાય છે.

૧૧. ખરૂં સ્વાર્પણ શુ છે એ સમજવા સારૂ આદમની વર્તણુક પરથી સ્વાર્પણ કરવાની છેક જરૂર થઈ છે, તેનું નિર્મળ વર્ણન કરો જોઈએ વારૂ ?

પરમેશ્વરની પૂર્ણ તથા નિરંતર શેવાનું કામ છોડીને આદમ પોતાને સ્વતંત્ર કરવા લાગ્યો. યહોવાની શેવા તેણે છોડી દીધી અને પોતે પોતાનો ધણી થઈને પોતાનીજ નોકરી પકડી. સર્વ વાતમાં પરમેશ્વરને સંતોષ કરવાનું મુકી દેને પોતાની ઈચ્છા પ્રમાણે ચાલવા લાગ્યો.

૧૨. ત્યારે જે સ્થિતી આદમને પ્રાપ્ત થઈ તેજ સ્થિતીમાંથી આદમના વંસોએ નીકલીને પતન થઆ પૂર્વની સ્થિતીમાં જવાને એટલે પરમેશ્વરની કૃપાને તથા ભરોસાને પાત્ર થવા શુ કરવું જોઈએ વારૂ.?

તેઓએ પોતે પોતાનો ધણી થવાને છોડીને પોતાની ઈચ્છા તથા ભુલથી જેમાં પોતાનુ હિત માલુંમ પડતું હોય તે સાધન કરવાનું મુકી દઈને; પોતાનું થોડું કે ઘણું જે હોય તે સર્વ યહોવાના ચરણ પાસે નાખી દેને તેની શેવા કરવાને તથા સર્વ રીતે તેને સંતોષ પમાડવાને વચન દેવું જોઈએ.

૧૩. સમર્પણ કરવાવિશે પુષ્કલલોકો કેવી મોઠી ભુલ કરેછે વારૂ?

તેઓના સમર્પણમાં કાંઈ સત્યતા નથી. તેઓ પરમેશ્વરને પોતાના સર્વસ્વનું અર્પણ કરવાનું માત્ર ડોલ દેખાડે છે; તેઓ કેહે છે કે: અમારાં છોકરાં છઈઆ, પૈશા, સંપતિ, વખત, આખુ એ સર્વ પરમેશ્વરને અર્પણ કરેલું છે. પરંતુ આ તેઓની કેવલ કલ્પના છે, તેઓ બોલવામાંજ માત્ર પરમેશ્વરને અર્પણ કરે છે. પણ વાસ્તવિક નહીં. તેથી આવાં અર્પણ પૂર્વે જે પ્રભુને માટે તથા તેના કાંમને માટે થતું તે કરતાં આવાં અર્પણ કરવાથી કાંઈ લેશ પણ વધારે થતું નથી. જેમ એવા લોકો આગલી રાતે પોતાના સર્વસ્વનું અર્પણ કરતા હતા. પણ બીજે દિવશે એવી વર્તણુંક કરતા કે, તેસર્વ કરવામાં તેઓનો હેતુ સર્વદા પોતાનેજ સંતોષ પમાડવાનો હતો ને તેજ માટેતેઓ કરતાં.

૧૪. જેવા પ્રકારનું અર્પણ પ્રભુ આપણી પાસે માગે છે તેનું ઊદાહરણ આપો જોઉં.?

ઘણા એક વરશ પેહેલાં ઈંગલાંડ દેશમાં રાજા અને પાર્લ-મેંટ શભાવચે યુદ્ધ ચાલતું હતું. તે સમયે તે લોકોમાંના ઘણા એક પાર્લમેંટ શભામાં મલી ગયા. તેથી રાજા બહુ સંકટમાં પડ્યો, તે વખતે સરદારોમાંના કેટલા એક રાજા પાસે આવીને કેહેવા લાગ્યા કે, મહારાજાને આ પ્રમાંણે પદચ્યુત થવું ને આ દુઃખો તથા સંકટો ભોગવવાં પડેછે માટે ઘણો ખેદ તથા લાજ લાગે છે; ને પોતાનો હક મહારાજાને પાછો મલે માટે અમે સ-હાય કરવા ઈચ્છીએ છીએ; ને એનેજ માટે હું પોતાનાં છો-કરાં તથા માણસોં સહિત મહારાજા પાસે આવ્યો છું ને અમે પોતાના પ્રાણ પણ ખરચવાને તયાર છીએ; મેં પોતાની જાગી-ર ઘરાણે મુકી છે, ને સોના રૂપાનાં વાસણ કુસણ વેચીને આ પૈશા યુધ્ધનાં ખરચ માટે લાવ્યો છુ આ તો ખરેખરૂં સમર્પણ કેહેવાય તે રાજાને આ કરેલું હતું, માટે પોતાનું તન, મન, ધન, તેને અર્પેલું હતું. રાજાને યશ મલ્યાથી આ શરદારને ઠીક હતુ પણ તેનો પરાજ્ય થવાથી તેનો સર્વ રીતે નાશ થવાનો હતો.

એજ પ્રકારનું અર્પણ પ્રભુ માગે છે; એટલુંજ તે કરતાં અધિક કે ગંભીરપણાનું હોવું જોઈએ. માણસના અંતઃકરણમાંથી પ્રભુને તેની ગાદી પરથી કાહાડી મુકવા આવ્યો છે તેનું નામ ભુંડો છે; તે સર્વત્ર ના કબુલ કરવાનું કેહે છે, તથા તેની આજ્ઞાને માનતો નથી. હવે ઈસુ ખ્રીસ્તના મનમાં પોતાના બાપનું રાજ્ય પાછું સંપાદન કરવાનું છે, એ માટે તે ખરા મનના શીપાઈઓને આ મહા ભારથ કાર્યમાં જય મેલવવા માટે સહાય કરવાને નોતરાં આપે છે. ને જેમ તે રાજાની પાસે ઉપર કહ્યા પ્રમાણે કેટલા એક શરદાર ખરા ભાવથી આવ્યા તેમજ તમને પણ પોતાની ફોજમાં ખરા ભાવથી આવવાને તે કેહે છે. તેની ઈચ્છા છે કે તમે પણ એવુંજ કહો કે; હે પ્રભુ હું તમારા ચરણ પાસે પોતાનું દ્રવ્ય, બાબુ, કુટંબ ને વધારે તો શુ? પોતાનો પ્રાણ પણ લાવીને તમારા ચરણમાં મુકુછુ ને મને બીજી કાંઈજ અપેક્ષા નથી. હું મારૂ સર્વસ્વ યુધ્ધના ખર્ચ માટે અર્પુ છું, એ માટે કે રાજા પોતાની અપેક્ષા પૂર્ણ કરે. ને તેનું રાજપદ તેને પાછું મલીને શર્વદા સ્થીર થાય. આ તો વાસ્તવિક સમર્પણ કેહેવાય.

" તમે પેહેલાં દેવનું રાજ શોધો " એ પ્રમાણે જ્યારે પ્રભુ ઈશું એ કહ્યું ત્યારે એજ પ્રકારનું સમર્પણ આપણે કરિએ, એજ તેનો અર્થ હતો, ને એજ પ્રભુએ પોતાંના જીવનમાં તથા મર્ણો કરીને બતાવ્યું; ને એજ પ્રમાણે પાઉલે તથા આદ્ય પ્રેરિતોએ કીધું ; ને એજ પ્રમાણે જ્યારે તમે પક્કા ખ્રીસ્તી થવા ઈચ્છતા હોય તો તમારે પણ એમજ કરવું જોઈએ. " શુ તમે નથી જાણતા કે તમારૂ શરીર તમારામાં જે પવિત્ર આત્મા છે તેનું મંદિર છે. પરમેશ્વરથી તે તમને છે ને તમે પોતાનાં નથી ; કેમકે તમે મુલવાન કિમતથી ખરીદ લાવ્યો છો, તો તમારાં શરીર તથા તમારા આત્મા દેવનાં છે તેઓથી દેવને મહિમા આપો " ૧ કરિંથી. ૬—૧૯—૨૦

૧૫. ત્યારે ખરૂ સમર્પણ એટલે શુ પોતાનોજ યજ્ઞ થયો કેહેવાય વારૂ ?

હા ; એજ ખરો યજ્ઞ આપણું જે કાંઈ હોય તે દેવને નજર કરવું તથા આપી દેવું એમ છે, જે અમારૂ છે એમ જે અમે પેહેલાં માનતા હતા તે હવે પછી સર્વ દેવને આપેલું તથા તેની વ્યવસ્થા તેનેજ હાથે છતાં અમે તો કેવળ હુકમના દાશ ;

ને તે જે આપશે તેજ લેશુ એમ માનવું. અને એજ પ્રમાણે ખરેખરૂ કરવું. એ પવિત્ર આત્માની શકિત વિનાં ઘણું કઠણ છે. તેમાં કાંઈ સંદેહ નહીં. અને એમ કરવું એટલે પોતાનું શરીર, પ્રાણ, આત્મા, ધન, આખુ સર્વ-સર્વ-સર્વ વેદી-પર લાવીને મુકવું એટલે ઉપરથી અગ્નિ પડે છે ને સર્વ મળ તથા ભ્રષ્ટપણું ભસ્મ કરીને આત્મામાં પ્રજ્વલિત ઊત્કંઠા પ્રીતી તથા ભકિત ભરે છે.

" ઓ ભાઈઓ દેવની ઘણી દયાને લીધે તમારી વિનંતિ કરૂ છું કે તમે પોતાના શરીરોનું જીવતું તથા પવિત્ર તથા દેવને પ્રસન્ન કરનાર અર્પણ કરો; એ તમારી લાયક શેવા છે. અને આ જગતનું રૂપ તમે ન ધરો. પણ તમારાં મનો નવાં થઈ જતાં પરમ રૂપમાં તમે બદલાઓ; એવા કે દેવનું ઈચ્છેલું શુ છે. એટલે સારૂ ને સુખદાયક ને સંપૂર્ણ શું તે સંબંધી તમે પારખ થાઓ." રોમી. ૧૨–૧;૨.

૧૬. ખરૂ સમર્પણ કોઈ પ્રકારે વધસ્થંભે જડાઈ જવા સરખું નથી શુ.?

હા; ખચિત તે પણ ખરેખરૂં વધસ્થંભે જડાઈ જવા

જેવુંજ છે. વધસ્થંભનું મરણ એ લજાદાયક તથા દુઃખદાયક હતું ને સમર્પણ એ એવુંજ છે, કારણ કે જે સુખો પોતાના સ્વાર્થે માટે તથા પોતાને સંતોષ પમાડવાને પેહેલાં મલતાં, એટલે જગતમાં કિર્તી, ધનવાનપણું, ઈષ્ટમિત્ર, જ્ઞાતિબંધુંની અતિશય પ્રીતી; સારાંશ કે દૈહિક માણસપણાનું જે સર્વ તે સંબંધી તેને મરવા જેવું છે, આ મરણ ઘણું દુઃખદાયક છે; તોપણ જો ખ્રીસ્તની સાથે જીવવાનું છે તો તેની સાથે વધસ્થંભે પણ જડાઈ જવું જોઈએ. "હું ખ્રીસ્તની સાથે વધસ્થંભે જડાઓ છું. પરંતુ હું જીવું છુ તોપણ હું નહી, પણ મારામાં ખ્રીસ્ત જીવે છે; ને હવે દેહમાં જે મારૂં જીવવું છે, તે દેવના સુતપરના વિશ્વાસથી છે; તેણે મારાપર પ્રેમ કીધો, ને મારે બદલે પોતાને આપ્યો." ગલાતી. ૨—૨૦.

"આપણા પ્રભુ ઈસુ ખ્રીસ્તના વધસ્થંભ શિવાય હું કાંઈ બીજામાં અભિમાન કરૂં તેથી મારા સંબંધી જગત વધસ્થંભે દીધેલું છે; ને જગત સંબંધી હું." ગલાતી, ૬–૧૪.

ત્યારે આજ; પ્રભુની શેવા માટે પોતાને કોણ સમર્પણ કરે છે?

૧૭. માણસે પોતાની સંપત્તિ પરમેશ્વરને કેમ અર્પણ કરવી જોઈએ?

મને લાગે છે કે દેવના રાજ્યની વૃદ્ધિ થવાને જે ઉપાય ઘણો યોગ્ય દેખાડવાને દેવ જે શિખવે તે ઉપાયપર માણસે પોતાના પૈસા ખરચવા, જ્યારે એવું દેખાવા લાગે કે પ્રભુના રાજ્યની વૃદ્ધિ માટે પોતાની માલ મીલકત વેચવી ને સર્વ પૈસા એકદમ દેવાની જરૂર છે તો માલમીલકત વેચવી ને પૈશા આપી દેવા પરંતુ જો પ્રભુ તેને એમ દેખાડે કે તું પોતાની માલમીલકત રેહેવા દે, ને પોતાના પૈસા વધવા દે ને તેના ઉત્પન્નથી મારા કામને મદત કર તો તેણે એમ કરવું.

૧૮. ચોથી શરત કેહેવી છે વારૂં?

વિશ્વાસ અથવા ભરોંસો. ક્ષમા વિશ્વાસથી મલે છે; તેમજ પવિત્ર કરણ પણ વિશ્વાસથીજ મલે છે.

૧૯. પવિત્ર કરણનો વિશ્વાસ તે કિયો વારૂ?

ખ્રીસ્તના વચનપરના ભરોંસાથી એટલે જે વિશ્વાસથી એવું કહી શકે કે, ઈશુ ખ્રીસ્તનું રકત મારાં સર્વ અંતરના પાપથી મને હમણાં શુદ્ધ કરે છે. ને મારૂં અંતઃકરણ તેની સમક્ષ

પવિત્ર કરે છે. ને તે મને સ્વીકારશે; ને જ્યાંલગી હું એવો વિશ્વાસ રાખું છું. ત્યાંલગી તે મને પવિત્ર રાખશે; એવા ભરોંસાથી હું પોતાનું સર્વસ્વ તેને અર્પણ કરૂં છું; તેજ આ વિશ્વાસ છે.

૨૦. જ્યારથી એવો વિશ્વાસ કોઈ રાખે ત્યારે તે સર્વદા પવિત્ર મનાશે શુ?

હા; સર્વદા જ્યારે કોઈ માણસ પોતાનાં પ્રગટ તથા સંશયયુક્ત ભુંડાં કાંમ છોડે છે. (તેનો ત્યાગ કરે છે) ને પ્રભુની ઈચ્છા પ્રમાણે સર્વ વાત કબુલ કરવાને પોતાનું સ્વાર્પણ કરેલુ છે; એવી ખાત્રી છતાં તે પૂર્ણ પવિત્ર કરણને સારૂ પ્રભુપર વિશ્વાસ રાખે છે. તો ઈશ્વરી વચનપરથી તે પામવાને તેને પક્કો આધાર છે. તેને જો તે માલુંમ ન પડે તો પણ તે માલુંમ પડે ત્યાં સુધી તેણે વિશ્વાસ રાખવો જોઈએ.

" જો આપણાં પાપ કબુલ કરિએ, તો આપણાં પાપ માફ કરવા તથા આપણને સર્વ અન્યાયથી સુધારવાને તે વિશ્વાસુ તથા ન્યાયી છે." ૧ યોહાન. ૧—૯.

૨૧. તે માલુમપડે ત્યાસુધી તેણે વિશ્વાસરાખવો જોઈએ એટલેશુ

કોઈ કોઈ વખત પ્રભુ આપણા વિશ્વાસની પરિક્ષા કાંઈ વખત સુધી કરેછે. જ્યારે આપણે આપણું અર્પણ વેદીપર મુકિએ (આપણે પોતાનું સ્વાર્પણ કરયું હોય તથા તે સંબંધી ખાત્રી હોય તે) ને તે દેવ સ્વીકારશે એવો કોઈને વિશ્વાસ હોય તો પણ તેને આબ્રાહામની પેઠે અગ્નિની વાટ જોતાં રેહેવું જોઈએ. ને જો તે પોતાનું અર્પણ રાખીને બેસે ને કાંઈ વખત સુધી વાટ જોએ; ત્યારે તે અગ્નિ માહેથી તેને માલુમ પડે કે પ્રભુએ તેને શુદ્ધ કીધો છે, એમ સમજે એટલુંજ નહીં પણ અગ્નિ પ્રગટરૂપેં ખચિત આવશેજ.

૨૨. પવિત્રતા શોધનારને પોતામધ્યે શુદ્ધતાનું કાંમ થયુંછે, એવો વિશ્વાસ છે, માટે તે તારા મધ્યે થયું છે એ કેહેવાને યોગ્ય છે શુ?

ના; પરંતુ શાસ્ત્ર આધાર છે; તથા દેવના ભક્તોનો અનુંભવ પણ છે; કે જે ક્ષણે આપણે શુદ્ધ થવાને તે અમુલ્યરક્ત વિશ્વાસથી પોતાને સારૂ માગે તેજ ક્ષણે તે મલ્યાથી પોતે શુદ્ધ થાય છે. ને શુધ્ધતામાં રેહેવાને શકિત પણ પ્રાપ્ત થાય છે, એવું કેહેવાને હરકત નથી.

૨૩. ઘણા લોક આ આશિર્વાદ માગ્યા છતાં પણ પામતાં નથી એ ખરૂ છે શુ?

હા; ઘણા માંગે છે, પણ તેઓને મલતા નથી માટે તેઓ કેહેતા ફરે છે કે આ આશિર્વાદ મલતો નથી.

૨૪. ઘણા તે શોધે છે પણ તે મલતા નથી તેનું કારણ તમને કેહેતાં આવડશે શુ?

તેનું કારણ મુખ્યત્વેં કરીને એવું છે કે તેઓ દેવનું રાજ્ય સર્વ અંતઃકરણથી માગતા નથી.

૨૫. પૂર્ણ સમર્પણ ન કર્યાથી આ આશિર્વાદ ઘણા માગે છે પણ મલતો નથી શુ?

ખચિત તે કાંઈ વખત સુધી સારીરીતિ ચાલે છે, પણ જ્યારે આગલ જતાં એકાદ પ્રીય મૂર્તીનો ત્યાગ કરવાનું આવે કિંવા આબુની કમતી થવાનો રંગ આવે કિંવા દેવના રાજ્યની વૃદ્ધિ માટે આપણી સર્વ માલમતા વેચવાનો પ્રસંગ આવે તોતે કચ કચ કરવા લાગે છે. ને નાકબુલ થાય છે, અથવા ખેદથી પાછા હઠે છે, ને ઘણીવાર પાછલ પડે છે. ને તેથી પડી પણ જાય છે ખરો.

૨૬. પરંતું આ વિશ્વાસ અતિ સાંધા છે માટે ઘણા ઠોકર ખાય છે કે નહીં વારૂં ?

હા ; ખચિત. કેટલાએક વિશે અમારી ખાત્રી છે કે, તેઓએ પોતાનું સર્વસ્વ અર્પણ કીધું છે. ને જ્યા હલવાન જાય છે તેની પાછલ જવાને તૈયાર છે. તથાપી તેઓ જેવા છે તેવીજ સ્થિતીમાં પરમેશ્વર તેઓને શુદ્ધ કરે છે. એવો વિશ્વાસ કરવાને તેઓ કબુલ થતા નથી, ને પાછા હઠે છે, ને વિશ્વાસ કરતા નથી. તેઓ શુદ્ધ કરનાર પાણીના ઝરા પાસે આવે છે, ને શુદ્ધ થવા તૈયાર થઈને પાછા ખશી જાયછે, આ અફસોસની વાત છે ; પણ શુ કરિયે ? કારણ કે તે ઝરણમાં પગલું પણ મુકતા નથી.

૨૭. અમે એવો વિશ્વાસ રાખિયે છીએ, પણ અમારી ગતી આગલ ચાલતી નથી. એમ તેઓમાંના ઘણા એક કેહેતા નથી શું ?

હા ; તેઓ વિશ્વાસ કરે છે, માટે કેહેછે ને એવો પણ વિશ્વાસ રાખે છે કે, દેવ અમને પવિત્ર કરવાને તયાર તથા સમર્થ છે ; પણ તે હમણાં ખરેખરા અમને પવિત્ર કરે છે

એવો વિશ્વાસ તેઓ રાખતા નથી. પણ તે કરવું જોઈએ માટે તમારે તેઓને આગ્રહથી કેહેવું જોઈએ; ને તેઓનું પૂર્ણ તારણ થાએ, માટે દેવપર વિશ્વાસ રાખવાને લાવવાજ, પછી તેઓ મધ્યે કેવો ફેરફાર થાયછે તે જુઓ.

૨૮. પવિત્ર કરણ શોધનારાઓને પાપની ક્ષમા શોધનારાઓ પ્રમાણેજ પોતાને અનેક વિચારો આવે છે, અથવા અનુંભવમાં આવતું નથી માટે તેઓ અટકતા નથી શુ?

હા; અને આ પ્રકારની અડચણવિશે તમારે સર્વદા સાવધ રેહેવું જોઈએ. પોતા તરફ જોવાને બદલે તથા પોતાના ભાઈઓની કાલજી રાખવાને બદલે તમે દેવપર નજર રાખો; કારણ કે તારણ કરનાર પ્રભુજ છે. તમારૂં કામતો વિશ્વાસજ રાખવાનું છે, માટે તમે પેહેલાં વિશ્વાસ રાખો ને પછી ભાઈઓ તરફ જુઓ; એમ તમે તેઓને કેટલીએક વાર કહે તો પણ થોડું.

૨૯. પ્રભુજ તારણ કરે છે, ને વિશ્વાસને સમર્પણ એ તો કેવળ શરતજ છે, એમ માણસે પક્કુ સમજીને લક્ષમાં રાખવાને શુ અગત્ય છે?

હા; ઘણી અગત્યછે. વિશ્વાસ તથા સમર્પણ આ શરતઉ-પર પ્રભુની તારક કૃપા પ્રાપ્ત થાય છે. એ સમજવું અવશ્ય છે.

પવિત્ર કરણ—અપવાદ.

૧. આ અનુંભવ સાધારણ ખ્રીસ્તી લોકોને પ્રાપ્ત થતો નથી એ તો તમારા જોવામાં આવ્યુજ હશે, પણ તે એમ કેમ હશે વારૂ?

તેઓને તેવિશે કાંઈ માહિત નથી આ વિશે ઉપદેશ સ્થળ-પરથી કવચિત કાંઈ કેહેવામાં આવે છે; ને વર્ત્તમાનપત્રથી કિંવા માસિક પુસ્તકથી કવચિત કાંઈ પ્રસિદ્ધ થાય છે. ઘણા થોડા લોકોનો આ અનુંભવ છે; માટે ઘણા થોડા લોકો સાક્ષ દે છે; તથા બોલે છે. સારાંશ કે ખ્રીસ્તી મંડળ આ બાબત અજ્ઞાનરૂપી અંધારમાં છે.

૨. પરંતું આ વિશે શાસ્ત્રમાં એટલું બધું લખેલું છતાંપણ આ શિદ્ધાંત લોકોની દૃષ્ટિમાં કેમ આવતું નથી વારૂં?

તેનું કારણ એ છે કે બાળપણથી તેઓને એવી શિખાંમણ મળેલી છે કે પાપ રહિત રેહેવું તે અસક્ય છે; તથા આ વિરૂદ્ધ જે જે શાસ્ત્ર વાક્યો છે, તેનો અર્થ કોઈપણ રીતે ફેર-વેલો છે; ને તેજ રીતે શિખવવામાં આવે છે.

૩. ઘણી આતુંરતાવાલા ખ્રીસ્તીઓ પણ આ મત વિરૂદ્ધ નથી શુ?—

હા; અતિશય વિરૂદ્ધ છે. અમારામાં પાપનો કાંઈ થોડો અંશ છેવટ પર્યંત રેહેવો, જોઈએ, એવું શિદ્ધ કરવાને શોધતાં તેઓ જેટલી હઠ તથા ક્રોધ કરે છે; તેટલું બીજા કોઈ મત્તનું પ્રતિપાદન કરવામાં થોડુંજ કરતા હશે.

૪. ત્યારે એવો મુલવાન તથા પ્રભુનો ગૌરવ કરનાર મત્તને વિરૂદ્ધી થવાને શું કારણ હશે વારૂ?

તેનું એક કારણ તો આ છે કે, જ્યાં ખ્રીસ્તી લોકોનો અને આ લોકોનો પરિચય છે તેઓને આ અનુંભવ ન આવતાં છતાં તેઓ તેઓને ઘણા આગ્રહથી કેહે છે કે તે આ જીવનમાં અસક્ય છે.

૫. આ અપવાદ નિરાધારછે એમ શા પરથી સમજાય વારૂ?

પ્રભુના લોકોને ઘણે દરજ્જે તે સાધ્ય થયેલું છે; તે પરથી ઠરાવ કરવા કરતાં તે કેટલું સક્ય છે, તથા કરવું જોઈએ માટે શાસ્ત્રમાં પ્રભુએ વચનયુકત આજ્ઞા આપી છે; તે જોઈને આ શિદ્ધાંતનો નિર્ણય કરવો યોગ્ય છે. માટે મારે પોતાની

તુલના દેવની આજ્ઞા સાથે કરવી જોઈએ; પણ દેવના અવિશ્વાશી શેવકની વર્ત્તણુંક સાથે કરવી નહીં.

" નિયમની પાસે તથા સાક્ષની પાસે; તે વાત પ્રમાણે જો ન કેહે, તો તેને કાંઈ પ્રકાશ નથી." યશાયા. ૮–૨૦

" કેટલાએક પોતાને વખાંણે છે, તેઓની સાથે હમે પોતાને ગણવા અથવા સમાન્ય કરવા ધારતા નથી; પણ તેઓ પોતામાં માપીને, તથા પોતાને પોતાની સાથે સામાન્ય કરીને અજ્ઞાન છે." ૨ કરિંથી ૧૦—૧૨

૬. આ સિદ્ધાંતપર બીજા કેવા અપવાદ તેઓ લાવે છે વારૂ?

અપવાદિના મનમાં આ સિદ્ધાંતના ન પાપ રહિત પૂર્ણ પણાના સિદ્ધાંત વિશેની બીજી કલ્પના ના ઘણા ઘોટાળા છે માટે તેઓ નિરર્થક શબ્દોનો બકવા કરે છે.

૭. બીજા કાંઈ અપવાદ છે શુ. ?

---

હા; કેટલાએક શુ કરે છે.? આ કરે છે કે બે ત્રણ અહિતહિનાં વાક્યો ચુંટી કાઢે છે; ને તેનો અર્થ તે ઉપરના સંબંધપરથી સ્પષ્ટ છતાં પણ તે ન લેતાં એકલા તે એકજ વાક્યનો

અર્થ પકડી બેસે છે. તેથી તે અર્થ આ સિદ્ધાંતને વિરૂદ્ધ દેખાય છે; માટે લાગલોજ આ સિદ્ધાંત ખોટો ઠરાવે છે ૧ યોહાન. ૧–૮ આ વાક્ય તેઓ વારંવાર કાઢે છે "જો આપણે કહિએ કે, આપણને પાપ નથી, તો આપણે પોતાને ભુલાવિએ છીએ, અને આપણમાં સત્ય નથી."

૮. ત્યારે યોહાન જે આ વાક્ય લખે છે તેનો અર્થ શું હશે વારૂ?

આ વાકયના બે અર્થ છે, તે બને નિરનિરાળી બાબતને લાગું પડે છે. ૧ આ કે; જે કોઈ કેહે કે હું પાપી નથી. મેં કદિ પાપ કીધું નથી. માટે મારે ક્ષમા પામવાની જરૂર નથી; એટલે કે તારનારના રક્તની જરૂર નથી, ત્યારે આ તો બીજા બધાના અનુંભવને વિરૂદ્ધ તેનું આ બોલવું છે. કારણ કે સ્વભાવથી તથા ક્રિયાથી આપણે પાપી છીએ; ને આપણેને દયાની જરૂર છે. એવી સર્વની ખાતરી છે; માટે આવું તેનું બોલવું ભુલ ભરેલું છે; ને તેમાં સત્ય નથી. ૨ તેમજ જેઓ રોજ રોજ ને ઘડીએ ઘડીએ પાપ કર્યાં જાય; ને અમેં પાપ કરિએ છીએ એમ પાપ કબુલ કરતાં પણ એમ

કેહે છે કે અમારાં પાપ ખ્રીસ્તપર ગણાશે, અમારાપર નહીં; તેઓને આ વાક્ય લાગુ પડે છે. એમ એ લોકો બોલે છે, કે અમેં ગમેં તેટલા દૈહિક ને સ્વાર્થિ, સેતાની બુદ્ધિના હોઈએ તો પણ અમારાં પાપનો ખ્રીસ્તે એવો બંદોબસ્ત કીધો છે કે, અમે પાપથી ભરેલાં હોઈએ તો પણ અમારામાં પાપ નથી એમ કહીને તેઓ પોતાને ભુલાવે છે.

વાસ્તવિક જોતાં તો આ "ખ્રીસ્તમાં પૂર્ણ ત્યાગ નામનો સિદ્ધાંત છે તે એવો કે જ્યારે દેવ પોતાનાં છોકરાં તરફ જુએ ત્યારે પોતાના પુત્ર ઈશુ ખ્રીસ્તમાં જુએ છે, ને એ માટે તેને આપણાં પાપ દેખાતાં નથી. તે જોનાર નહીં, તેવિશે તે કાલજી કરતો નથી ને આપણી પાસે તેનો જવાબ માગતો નથી; આપણી વાસ્તવિક સ્થિતી તરફ ન જોતાં ખ્રીસ્ત પ્રભુ તરફ જોઈને અમે જેવા જોઈએ તેવાજ છીએ એમ દેવ માનશે, એવું મત્ત ધરનારાને યોહાન કેહે છે કે, જે કોઈ માણસ પાપ કરતાં પણ અમારાં પાપ નથી એમ કેહે છે, કિંવા પોતે પાપ કરતા છતાં તે આપણે કરતા નથી, પંણ આપણામાં રેહેનાર બીજો કોઈ કરે છે. ને એ માટે તેનો જવાબ આપણી તરફ

નથી; એમ જો કોઈ કેહે અથવા એમજ બીજી રીતે પાપ છતાં પાપ નથી એમ કેહે છે, ત્યારે તે પોતાને ફસાવે છે, ને તેમાં કાંઈ સત્ય નથી.

૯. પરંતું આ વાક્યનો ખરો અર્થ શો છે?

તે ઉપર કેહેવામાં આવ્યુંજ છે. તે એવું કે જે ઉઘાડી રીતે પાપમાં છતાં પણ પોતે ન્યાયી છે, એમ જે સમજે છે તે પોતાને ફસાવે છે. પરંતું જો તે પોતાનાં પાપ કબુલ કરે, તો દેવ પોતાનાં તારણ વચન વિશે વિશ્વાસુ ને જેણે પોતાના રક્તથી આ તારણ વેચાતું લીધું છે તે પોતાના પુત્રવિશે ન્યાયી છે, તે તેના પાપની ક્ષમા કરશે ને સર્વ અન્યાય પાસેથી સ્વચ્છ કરશે.

૧૦. જો એકાદા માણસના પાપની ક્ષમા થઈને તેનું સર્વ અશુદ્ધપણું સ્વચ્છ થયું; ત્યારે કાંઈ પાપ કિંવા અશુદ્ધપણુ તેનામાં રેહેશે શુ?

ના; કાંઈ પણ નહીં.

૧૧. એવી ક્ષમા પામેલા, ને શુદ્ધ થએલા માણસ ત્યારે પાપ રહિત થયા શુ?

હા; પાપ રહિત.

૧૨. પ્રભુ તેને પાપ રહિત રાખશે શુ?

પોતાના આવવાના દિવસ પર્યંત તેને નિર્દોષ રાખવાને તેણે વચન આપેલું છે.

૧૩. બીજા કિયા અપવાદ પવિત્રતાના સિદ્ધાંતપર આપણે છે વારૂ?

અપવાદક કેહેછે કે અમે હજી સુધી એકે માણસ પાપ રહિત પવિત્ર જોઓ નથી.

૧૪. તેનો ઉત્તર તમે શુ આપશો વારૂ?

હું કહિશ કે, પેહેલાં મને એવી બીહીક છે કે આ જીવનમાં પવિત્રતા સંપાદ્ય છે, એવી જેની ખાત્રી છે, તેનો અને એનો ઘણો સહવાસ થઓ નથી; માટે તેના જોવામાં પાપરહિત કોઈ માણસ આવ્યું નહીં હોય.

બીજુ કદાચિત તમારા જોવામાં એવો પવિત્ર માણસ આવ્યો હશે; પણ તમારા દુરાગ્રહથી તે તમોને એવો જણાઓ

નહીં હોય, શાસ્ત્રીને ફ્રોશીઓએ પ્રભુ સરખા નિઃષપાપ પુરૂ- ષને પણ પોતાના દુરાગ્રહથી તેને ભુત વલગ્યો છે એમ શુ કહ્યુ નહીં ?—

૧૫. જ્યારે લોકો એવું કેહે છે કે અમોને પવિત્ર માણસ દેખાડો એટલે અમે આ સિદ્ધાંત કબુલ કરિયે ત્યારે તેનો અર્થ શુ છે વારૂ ?

જેમ હેરોદે માગી લોકોને ઈશુનો શોધ કરવાને કહ્યું ત્યારે તેનો જે અર્થ હતો (ભજન કરવાનો નહી પણ મારવાનો) એ- વોજ આ લોકોનો પણ છે. જે પ્રકારના માણસને જોવાને તેઓ માગે છે, તે પ્રકારના માણસને જો તમે તેઓને દેખાડો તો તેઓ તેને માત્ર ફાડી નાખશે.

૧૬. પવિત્રતા વિશે એટલું બધું અજ્ઞાનને એવા દુરાગ્રહી થવાને બીજાં કાંઈ કારણ હશે વારૂં ?

અંધવિચાર. પાપ થવુંજ જોઈએ એવી મુર્ખ કલ્પનાને સ્વા- ધિન દેવે તેઓને થવા દીધા છે. પ્રભુ ઈશુ માણસને પોતાના પાપમાંથી તારે છે, તેનું સત્ય તેઓના જીવનમાં પેહેલા એક વખત સ્પષ્ટ આવ્યું હતું ; તે પ્રીતીનાને પવિવતાના ખનાનં

દેશના શીમાડાપર આવીને જે શરતપર તેઓને તે મલ-વાનો હતો તેને ના કબુલ કરીને પાછા રાનમાંજ ભટકતા ફરે છે, ને જોતા નથી.

તથા પવિત્રપણાના સિદ્ધાંતને પવિત્રકૃત લોક સેતાન તથા તેના રાજ્યને વિરૂદ્ધ કેટલા છે, તે જોઈને જ્યાં તેઓથી કરાય ત્યાં તેટલો ઉપદ્રવ કરે તેમાં કાંઈ નવાઈ નહીં કારણ કે તે તેઓનો દ્વેશક છે.

૧૭. આ અને બીજા અપવાદિઓને કેવી સુચના કરવી જોઈએ વારૂ ?

પરમેશ્વર જે દેખાડે તે સર્વ સ્વીકારીને પોતાનું સર્વસ્વ તેને સમર્પણ કરો. ને આ સિદ્ધાંત વિશેના સત્યમાં પવિત્ર આત્મા ખચિત તમને દોરશે.

## પવિત્ર કરણ—તેના ફળો.

---

૧ કોહોને „ પવિત્ર પણાના આશિર્વાદ પ્રાપ્ત થાય છે આ કે જે પરથી ઓલખાય એવા કાંઈ ફળો, નથી શુ ?

જેઓને આ આશિર્વાદ પ્રાપ્ત થયા છે, તેઓને નિર્ભય પ્રમા-

ણોનો અનુંભવ પોતામાં થાય છે. તથાપી જેઓ પેહેલાંથી ઘણા ધાર્મિક છતાં તેઓમાં બીજાઓથી સમજાય એવું ઉઘાડું બદલાંણ દિસતું નથી.

૨ કાંઈ ફલો કોહો જોઈએ વારૂ ?

............. ... ......

(૧) પરમેશ્વરને પોતા વચેનો વાદ છેક મટી ગયાથી માત્ર જે શાંતિ પ્રાપ્ત થાય છે, તે પૂર્ણ શાંતિ તેઓના અંતઃકરણમાં રેહે છે.—

(૨) સર્વદા ઘણો આનંદને કદિ કદિ આકાશી હર્ષનો મોહોટા ઉભરો થાય છે.

(૩) આત્મિક આશિર્વાદની વૃષ્ટિ થવા વિશેની મોહોટી અપેક્ષા ને પ્રભુપર અખંડિત વિશ્વાસ.

(૪) જે અમે કરિએ ને સહિએ માટે દેવની જે ઈચ્છા હોય તેવિશે પૂર્ણ માન્ય બુદ્ધિ.

(૫) પરમેશ્વરને માણસપર ઘણી પ્રીતી, મમતા, ને દયાળુંપણું ને શેવટ પર્યંત એ બંનેને માટે ખર્ચાઈ જવાની ઉત્કંઠા.

(૬) સંસારી સુખ તથા ઈચ્છાને નિર્મૂળ કરવાને પ્રભુપર ને તેની શેવાપર ખરા ભાવની ભકિત.

(૭) સેહેજ અટકાવનારાં પાપ, સંક્યાપર પૂર્ણ જય ને ઘણું કરીને એવા મોહથી છુટકો.—

મુકિત ફોજના શીપાઈઓમાં આ શિવાય બીજા કાંઈ વિષેશ ચિન્હ દેખાય છે શુ?

હા; કારણ કે કામ કાજ કરવામાં કેટલા એક ભાગપર તેને વિષેશ શિખામણ મલલી છે માટે તે વાતમાં વિષેશ વિશ્વાસુ છે. તેનું ઉદાહરણ.

(૧) તમાકુ, સંસારી અલંકાર, ને પોષાકનો ભભકો ને એવી મોત્રાચારી પણ તેઓએ છોડવી.

(૨) મુકિતફોજના નેમેલા પોષાક સ્વીકારવા, આ બાબત પ્રથમ આવા હુકમનો અનમાન કરતા પણ હમણા ઉલટા પ્રભુ ખ્રીસ્તને માટે સર્વ કરવાની ઉત્કંઠા દિસે છે.

(૩) પ્રથમ પ્રશિદ્ધ સભાઓમાં આવવાને તથા તેમાં ભાષણ કરવાને અથવા એવાં બીજા કૃત્યો વિશે નિષ્કાળજીને આગલ પાછલ જોનારા હતા તે હમણાં તે સર્વ કરવાને તઈઆર છે.

એટલુંજ નહીં પણ પોતે કષ્ટ ભોગવવાં અત્યંત ઉત્કંઠિત છે.

(૪) પ્રથમ જેના હલકા સ્વભાવથી, કિંવા મત્સર, અદે-ખાઈ, ખારીલા સ્વભાવથી બીજાઓને ત્રાસદાયક હતો પણ હમણાં સૌમ્ય એટલે ક્રુરતા, ઉગ્રતા, વિગેરેથી ઊલટો ને ગંભીરપણાથી ને નમ્રતાથી ચાલનાર છે.

(૫) મૂક્તિફોજના અમલદારોમા આ કરતાં પણ કાંઈ ફળો વિશેશ દ્રષ્ટિમાં આવે છે. શુ ?

હા ; કારણકે આ આશિર્વાદ પ્રાપ્ત થઓ વગર કોઈથી ઉપ-યોગી અમલદાર થવાયજ નહીં. એજ પ્રમાણે સર્વ અમલદા-રોએ કબુલ કરેલું છે, જેઓની એવી વાત ન હોય તે પડી ગએલા, અથવા અવિશ્વાસુ થયા છે.

(૧) પોતાના કામ કરવામાં જે અંતઃકરણપૂર્વક આસ્થા એ અમલદાર દેખાડે છે : તે આ આશિર્વાદ મલ્યા શિવાય દેખા-ડવો તેને અસક્ય છે.

(૨) કોઈની મૂખ પૂજા ન કરતાં પોતાની સમદૃષ્ટિને પ્રીતી સર્વ લોકોપર રાખે છે.

(૩) સર્વ કામદારોપર બંધુ પ્રીતી કરે ને લીનતાથી પોતા કરતા બીજાને શ્રેષ્ઠ માને પોતાને મળેલું અધિક માન બીજાને મળે માટે પ્રયત્ન કરે.

(૪) પોતાનું ભલું શોધવાને બદલે તે ફોજનું કલ્યાણને વૃદ્ધિ કરવામાં મેનતું થાય છે, માટે તેને સોપેલાં કામ હુકમ વિગરે કુચ કુચ ને વિવાદ વગર કરે છે.

(૫) સર્વ પ્રકારના સંકટમાં પ્રભુપર તે સર્વ નાખીને પોતે સ્વસ્થ રેહે છે. ; એકજ જગ્યાએ ન રેહતાં જેન શારૂ યુદ્ધ કરે છે. ને તેમાં ગમે તેટલા યશ આવે તોપણ બાળક સરખા નમ્ર છે.

(૬) તેનાં સર્વ ગુપ્ત તથા પ્રગટ ચરિત્રપરથી એવું સિદ્ધ થાય છે. કે, એ કેવળ પ્રભુનેજ માટે માત્ર જીવે છે. ; ને સર્વ કામથી તે બની શકે તેટલું પ્રભુની પાસે ને મોટા આનંદ ભણી સર્વને લાવવાને હમેશાં મેહનત કરે છે.

